**શ્રીગોપીજન વલ્લભાય નમ:**
**શ્રીવલ્લભાચાર્યજી કૃપા**
**પુષ્ટિમાર્ગ સિદ્ધાંત સંસ્કાર**







**अणु भाष्यानुवाद**

અણુ - વૈજ્ઞાનિક શબ્દ છે એટલે પ્રાથમિકતાથી જ પ્રમાણિત થાય છે કે આપણાં ઋષિ મુનિઓએ જે પણ જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞાન પામ્યા તે સિદ્ધાંતો આધારિત અને સ્વ સ્વાયતતા આધારિત છે. જેઓને તત્વોનું જ્ઞાન, સમતોલન, રૂપાંતર, ગુણધર્મોનો સચોટ અભ્યાસ અને મૂળભૂત સિદ્ધાંતોની સમજ હતી.

અણુ એટલે દ્વિ અથવા દ્વિ થી અધિક પરમાણુંનું સંયોજન, પરમાણું જે સમાન હોય અને અસમાન હોય છે. બસ! અહીં થી પ્રારંભ થાય છે અમારી બ્રહ્મ, જીવ, જન્મ, જગત, પ્રકૃતિ, સૃષ્ટિ અને બ્રહ્માંડોની આધિ ભૌતિક, આધ્યાત્મિકતા અને આધિ દૈવિક જ્ઞાન યાત્રા.

અતિ ગૂઢતાથી સમજુ છું કે આ કાર્ય કઠીન છે અને અનેક વિવાદાસ્પદોથી ભરેલું છે તો પણ હિંમત કરી કેવળ અને કેવળ ગુજરાતી જિજ્ઞાસુ વ્યકિતઓ કંઈક જાણી શકે એટલે શ્રી વલ્લભાચાર્યજીને દંડવત પ્રણામ કરી આજ્ઞા પામી મારી માનસિકતા અને ભક્તિભાવથી જે રજુ કરીશ તેનો અવશ્ય સ્વીકાર કરશો એવી પ્રાર્થના યાચુ છું.

અણુ ભાષ્ય જે માનવ આત્મા, શરીર, જન્મ, જીવન અને વિજ્ઞાનનાં સિદ્ધાંતોથી કેટલું યોગ્ય અને શ્રેષ્ઠતાથી પ્રમાણિત અને પારદર્શીત છે તે સમજાવ્યું છે. શ્રી વલ્લભાચાર્યજીએ પોતાનાં જ આત્મા, શરીર, જન્મ, જીવન અને વ્યવહારિક જગત, પ્રકૃતિ, સૃષ્ટિ અને માનવ જીવનની વિશિષ્ટતાથી જ સાર્થક અને યથાર્થ કરી અતિ સૂક્ષ્મતા પૂર્વક સમજાવ્યું છે.

અહીં સંસ્કૃતિનાં સૂત્રોનું ચિંતન અને અધ્યયન કરી યોગ્ય સંસ્કૃત વેદાંત શિક્ષકોનું માર્ગદર્શન સ્વીકારી તેમની અનુમતિથી જ ગુજરાતી પુષ્ટિમાર્ગીય ચિંતનીય અને અધ્યયની વ્યકિતઓનાં અનુસંધાન જળવાય રહે અને વધુ સૂક્ષ્મતા પૂર્વક સ્વને સમજી સમાજની સેવા અને જાગૃતતા કેળવી શકાય તે હેતુથી જ આ અનુવાદ કરવાની ચેષ્ટા કરી છે. આ પુષ્ટિ જ્ઞાન અને ભક્તિભાવ યજ્ઞ સેવામાં કોઇ ક્ષતિ હોય તો ક્ષમા કરી અચૂક ધ્યાન કેન્દ્રિત કરશો એવી પ્રાર્થના યાચુ છું. આ સેવામાં કેવળ દાસત્વ જ છે.

આ ભાષાવાદમાં પ્રખર પુષ્ટિ સેવક, ગુજરાતી સાહિત્ય સંકલક સ્વર્ગસ્થ શ્રી ડૉ.નગીનભાઈ એમ. શાહનો અતિ આભાર વ્યક્ત કરું છું અને આશીર્વાદ યાચુ છું. આપનો પ્રયત્ન ખરેખર સરાહનીય છે અને હિંમતવર્ણીય છે. આપની દિર્ધ દ્રષ્ટિ અનેક પુષ્ટિમાર્ગીય ગુજરાતી વ્યકિતઓને પુષ્ટિ સિદ્ધાંતોનું શ્રેષ્ઠ માર્ગદર્શન અને સ્વ જીવન કૃત કૃત કરવા યોગ્ય શિક્ષા પ્રદાન કરે છે.

**આ જ્ઞાનવાદ અને ભક્તિભાવમાં પુષ્ટિ સિદ્ધાંત વૈજ્ઞાનિક પ્રખર સેવક શ્રી પ્રતાપભાઇ પાલિચા, તેમનાં પત્ની શ્રીમતી કોકિલાબેન પ્રતાપભાઇ પાલિચા અને જામ ખંભાળિયાનું ભક્તિવૃંદને કેમ વિસરાઈ! જેઓએ નિત્ય શ્રી વલ્લભનું સ્મરણ અને જ્ઞાનભાવથી શ્રી વલ્લભાચાર્યજીનાં દરેક ગ્રંથોનું અધ્યયન કરી યોગ્ય ચિત્રો અને નકશાનાં મદદથી પુષ્ટિ સિદ્ધાંતોની વૈજ્ઞાનિક ભૌતિકતા, આધ્યાત્મિકતા અને આત્મીયતાની ગોઠવણી સમજી સ્વ જીવનની શ્રેષ્ઠતા સમર્પિત કરી છે. શ્રીમતી કોકિલાબેન પ્રતાપભાઇ પાલિચા અને જામ ખંભાળિયાનું ભક્તિવૃંદ સદા શ્રી વલ્લભાચાર્યજીનાં ષોડશ ગ્રંથોનાં સ્પંદનોથી મુગ્ધ થઇ સ્વરચિત સ્વમુખે શ્રી વલ્લભની ભજનાવલીની સ્વરાંજલી શ્રી વલ્લભાચાર્યજી નાં સાનિધ્યનો પ્રકાશ પાથરે છે. જે આ ભાષાવાદમાં ઘણાં સિદ્ધાંતો સાથે સંકળાયેલા છે.**

મનુષ્ય યોનિમાં "વેદ" એ પ્રારંભિક શ્રેષ્ઠ શિક્ષણ છે, જે જ્ઞાન સર્વે મનુષ્યએ અચૂક મેળવવું જ જોઈએ. જે જન્મ, જીવન, જીવનનો ધ્યેય, મનુષ્ય યોનિ તરીકેનું આપણું કર્તવ્ય, મનુષ્ય યોનિ ની યથાર્થતા અને સાર્થકતાનાં પાત્રતાથી સૈદ્ધાંતિક શિક્ષિત છે.

આ શિક્ષણ થી આપણી સ્વ રચના, સ્વાયતતા, સ્વ સત્તા, સ્વભાવ અને સ્વ ને ઓળખી શકીએ છીએ.

**" જય શ્રી કૃષ્ણ "**

**શ્રીગોપીજન વલ્લભાય નમ:**

**શ્રીવલ્લભાચાર્યજી કૃપા**

**પુષ્ટિમાર્ગ સિદ્ધાંત સંસ્કાર**

  

**જિજ્ઞાસાધિકરણ**

" બ્રહ્મ " એટલે શું?
વિચારશીલ અને જિજ્ઞાસાશીલ આ પ્રશ્ન છે. વિચારશીલ એટલા માટે છે કે ઘણાં કોણોથી તે વિચારશીલ છે. કારણકે વેદ, વેદાન્તો અને ઉપનિષદોનાં સૂત્રોનાં આધારિત અને ષષ્ટાંગ અર્થ પ્રમાણિત કરવાથી જ યોગ્ય સમજાય છે - જે સૈદ્ધાંતિક છે. જે સરળતા અને સહજતાથી કેળવણીમાં સહાયક બને છે. જે સંદેહ કે સંશય દૂર કરી સમજનારને યોગ્ય દિશા અને માર્ગદર્શન આપે છે.

માનવ જીવન જીવવાનો શ્રેષ્ઠ માર્ગ વર્તમાન સમયને અનુસરતા, ભૂતકાળનાં અનુસંધાનથી ભવિષ્ય તરફ ગતિ કરી શકીએ છીએ. આ સૃષ્ટિ, પ્રકૃતિ અને જગતમાં અસંખ્ય વિચારો, વિમર્શો, તર્ક વિતર્કો, સંશયો અને સંદેહો અજ્ઞાનને કારણે છે અને ઉદભવે છે. આ સર્વેનાં ઉત્તર કે સમાધાન આપવું કે કરવું કઠીન છે.
હા! વેદ, વેદાંત, ઉપનિષદ, ભગવત ગીતા કે શ્રીમદ્ ભાગવતની રચહિતા ચારિત્ર્ય આધારિત અને અનુભવનાં અનુસંધાન સિદ્ધાંતો આધારિત સમજાવી શકાય છે. જેનું પાલન પણ સરળતા પૂર્વક અપનાવી શકાય છે.

આર્ય સંસ્કૃતિનાં ઈતિહાસ તરફ દ્રષ્ટિ કરીએ તો આ આર્યોએ હિન્દુ સંસ્કૃતિનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરી પોતાનાં જન્મ, જીવન ધોરણને યોગ્ય દિશા તરફ ગતિ કર્યું એટલેજ સંસ્કૃતિનાં આચાર્યોએ તે શ્રેષ્ઠ ઋષિ મુનિઓની આંતરિક અને બાહ્ય સ્પર્શતા પામી ઘણાં સંસ્થાપનો અને શાસ્ત્ર પદ્ધતિઓ રચી સ્વ સર્વજ્ઞતા પ્રસ્થાપિત કરી છે. જે સામાન્યત કે સાધારણક્ત સંશયો, તર્ક વિતર્કો દૂર કરે છે.

બ્રહ્મ એટલે શું? બ્રહ્મ જાણવા, સમજવા આપણાં મનની તીવ્રતા અતિ વેગે વિચારોનાં ચિત્ર વિચિત્ર વર્તુળો તરફ દોડવા માંડે છે, અનેક વિચારો અને વ્યાખ્યાઓ ઉદભવવા માંડે છે.

બ્રહ્મની વ્યાખ્યા કેવી રીતે કરવી?

બ્રહ્મનો અર્થ કેવી રીતે જાણવો?

બ્રહ્મનો વિચાર કેવી રીતે કરવો?

બ્રહ્મ એટલે મારો આત્મા - મારું શરીર કે હું પોતે !

બ્રહ્મ એટલે ભગવાન !

બ્રહ્મ એટલે આધ્યાત્મ વિદ્યા !

બ્રહ્મ એટલે ધર્મ !

બ્રહ્મ એટલે જે સેવા કરું છું તે !

બસ ! આવા વિચારોના વમળમાં ખોવાઈ અને આખરે આવા વિચારોનો ત્યાગ કરી દઉ છું.

ફરી કોઈ વાર એકાંતમાં કે કંઈક વાંચવામાં કે સાંભળવામાં આવે છે ત્યારે પાછો ચકડોળે ચઢી જાઉં છું. ત્યારે મનમાં પ્રશ્નોની ધારાઓ ઉઠે છે કે " બ્રહ્મ " એટલે શું અને તેનાં માટે વિચારવું જ જોઈએ. કારણકે હવેલીમાં આચાર્યશ્રીનાં પ્રવચનો અને ધર્મનાં પુસ્તકોમાં વાંચ્યું, બ્રહ્મનાં અનુસંધાનમાં જિજ્ઞાસા જાગવા માંડી અને વિચારશીલ થવાં લાગ્યો.

" બ્રહ્મ " નો યોગ્ય અને સટીક અર્થ અને સમજ કેવળ વેદ, વેદાંત, ઉપનિષદો, ભગવત્ ગીતા અને શ્રીમદ્ ભાગવતમાં પામી શકીએ છીએ. આ સર્વેનો અભ્યાસ કરતાં કરતાં પ્રાકૃતમય જન્મ, જીવન, જગત જીવતા બ્રહ્મને સમજવું શ્રેષ્ઠ છે કારણકે વિચારશીલ અને જિજ્ઞાસાશીલ પ્રશ્નોનાં ઉત્તર સરળતાથી સમજી શકાય છે.

બ્રહ્મ = બ્ + ર + અ + હ્ + મ = બ્રહ્મ

બ - બૃહદ એટલે મૂળ તત્વ ની વિશિષ્ટતા નું વિસ્તૃતવું

ર - માધુર્ય યુક્ત રમણ કરવું

અહ્મ - અહ્ + અમ્

અહ્ - એટલે ફેલાવવું

અમ્ - ત્વરિત અને સ્ફુર્તિથી ફેલાવવું

અહ્ ધાતુ ને અમ્ પ્રત્યય લાગવાથી જીવ તત્વ ત્વરિત અને સ્ફુર્તિ થી વિસ્તાર પામે છે.

બ્રહ્મ નાં ઘણાં પ્રકારો છે

પર બ્રહ્મ - અક્ષર બ્રહ્મ - નાદ બ્રહ્મ - અન્ન બ્રહ્મ બીજા અનેક બ્રહ્મ છે.

બ્રહ્મનું જ્ઞાન અંગસહિત વેદનું અધ્યયન કરવાથી વ્યાકરણશાસ્ત્રથી જ થઈ શકે છે અને તેનાથી જ અર્થનું જ્ઞાન થાય છે. બ્રહ્મરુપ અર્થના જ્ઞાનથી પુરુષાર્થ સિદ્ધ થાય છે. અર્થજ્ઞાન માટે વિચારશાસ્ત્રનો અભ્યાસ કરવો જોઈએ. વેદના વાક્યોમાં વ્યાકરણાદિશાસ્ત્રથી શબ્દના અર્થનો નિશ્ચય થઈ શકે. વિચારશાસ્ત્ર વેદાર્થનાં જ્ઞાન માટે જ નથી પણ બ્રહ્મ જ્ઞાન માટે છે. બ્રહ્મનો વિચાર મોક્ષનું સાધન નથી પણ બ્રહ્મનો વિચાર દેહાત્મભાવનાની દ્રઢ પ્રતીતિથી શ્રુતિમાં આરોપિત છે તે સમજવો યોગ્ય છે. કારણ આ બ્રહ્મ આત્મારુપ હોવાથી અને આત્મા અવિદ્યાવચ્છિન્ન હોવાથી દેહ એજ આત્મા એ ભાવનાની દ્રઢ પ્રતીતિ થાય છે.

વેદનો અર્થ અલૌકિક છે અને તેથી યુક્તિથી તેનું પ્રતિપાદન થઈ શકે નહી. તપથી, વેદમાં જણાવેલી યુક્તિથી અને પરમાત્માની કૃપાથી, આચાર્યની કૃપાથી, માતાપિતાનું આશીર્વાદથી વેદાર્થનું જ્ઞાન થઈ શકે છે. ઉપનિષદોમાં જે પ્રકારે બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રકારે સમજવું જ યોગ્ય છે, વેદના અર્થને સૂક્ષ્મતાપૂર્વક જુદા પ્રકારે કલ્પના કરવામાં આવે તો દોષ પ્રાપ્ત થાય છે. વેદવિષયક્ મતિને તર્કથી દોરવી નહી.

અચિન્ત્ય અને અજ્ઞાત શક્તિવાળા અને બધુંજ થઈ શકે એવા બ્રહ્મ વિષે કોઈ પણ પ્રકારનો વિરોધ થઈ શકે નહી.

ઉપનિષદોમાં જુદા જુદા ઉપાખ્યાનોમાં બોધ ન થતો હોય ત્યારે અથવા તો ઔપાધિક બોધ થતો હોય ત્યારે જ તપનો જ ઉપદેશ કરવામાં આવે છે. આ તપથી જ સમજી શકાય છે વેદનો અર્થ, તપ એટલે યોગ્ય અધ્યયન.

આપણાં ઋષિ મુનિઓએ તપશ્ચર્યાનાં બળથી જ વેદ, ઉપનિષદ, વેદાંત, શ્રીમદ્ ભાગવત્ નાં અર્થ સમજી શક્યા અને આપણાં માટે સરળતા દર્શાવી શક્યા. વેદમાં અક્ષરમાત્ર પણ અર્થનો પ્રતિપાદક ન હોવાથી કોઈ સંદેહ કે સંશય રહેતો જ નથી.

શ્રી વેદવ્યાસજીએ રચેલ બ્રહ્મમિમાંસાનું અધ્યયન કરતાં કરતાં જે ગૂઢ રહસ્યો અને બ્રહ્મનો અર્થ સૈદ્ધાંતિકથી નિસંદેહ અને નિસંશય કર્યો તે પરમજ્ઞાન તરફ જ પ્રેરીત કરે છે, જે સર્વ શ્રેષ્ઠ છે. વિચાર ઉદભવવો તે એક બુદ્ધિનું લક્ષણ છે પણ તે વિચાર સૈદ્ધાંતિક અને પ્રમાણિત નિયમાનુસાર હોય તો તે સંદેહ દૂર કરનારું જ છે, ભલે ને બુદ્ધિનું દોષથી કોઈ તર્ક વિતર્ક સંદેહ ઉત્પન્ન કરી તેને વિરુદ્ધતાથી પ્રતિપાદન કરવામાં આવે. એટલે જ તો વેદનાં સૂત્રો પ્રમાણિત અને અધિકારીક છે. વેદમાં અક્ષરમાત્ર ન સંદેહ કે ન સંશયનું પ્રમાણ છે કારણકે સર્વે અંગોને સૈદ્ધાંતિકથી જ સિદ્ધ કરેલા

છે. સ્વ જીવનથી, ચરિત્રોથી, તપોબળથી, જ્ઞાનબળથી, વૈજ્ઞાનિક સિદ્ધાંતો થી, પ્રકૃતિ, સૃષ્ટિ અને બ્રહ્માંડોની પરિવર્તનતાથી, મૂળ તત્વોનાં સ્વરૂપોનાં ગુણધર્મોથી આ સિદ્ધ કરેલ છે.

વિચાર ઉદભવવા બાદ કર્તવ્ય કરવું જે સર્વે જીવની લાક્ષણિકતા છે, જે અધ્યાહાર કે અલગ નથી. જે સંયોજીત છે, સમન્વયી છે, સ્પર્શીય છે, ઐક્ય છે. વેદની નિરપેક્ષતા વિચારની સાથે કર્તવ્ય કરવાથી જ જળવાય છે, કેવળ સૂત્રોનાં વિચાર કરવાથી કે વિમર્શ કરવાથી તે દોષ ઉત્પન્ન કરે છે, જે જીવને અધોગતિ તરફ પ્રેરે છે. એટલે જ તો ઉપનિષદો - વેદાંતનો અભ્યાસ કરી તેનો અમલ કરવો - અપનાવવું જ યોગ્ય જીવન શિક્ષણ છે. નહીં તો જીવ ભટક્યા જ કરે અને વારંવાર અજ્ઞાન અને અવિદ્યાથી ત્રાસીત-ગ્રહિત થઈ અવ્યવહારુ જીવન જીવતો જીવતો પોતાનાં જીવને દિશાવિહિન કાળ ચક્રમાં ભ્રમણ કરાવ્યા કરે છે.

વિચાર ઉદભવવો તે એક સામાન્યત ગુણધર્મ છે જે કોઈને કોઈ પણ ક્ષણે, સંજોગે, પરિસ્થિતિએ, પ્રેરણાએ, કૃપાએ આવી શકે છે, વિચાર એ કર્તવ્યની પ્રારંભિક ભૂમિકા છે, વિચાર બાદ કર્તવ્ય કરવું તે અધિકારીક છે. અધિકાર હોય તો જ કાર્ય તરફ ગતિ કે પ્રેરણા કે સંકલ્પ થાય. આ જીવનો અને જીવનનો સિદ્ધાંત છે. આ જ્ઞાન અને ભાવનો સિદ્ધાંત છે. આ મૂળ સિદ્ધાંત છે.

આ મૂળ સિદ્ધાંત સમજવા કર્તવ્ય પદની સાથે "અથ" શબ્દને ઓળખવો શ્રેષ્ઠતા છે. મનુષ્ય યોનિમાં "વેદ" એ પ્રારંભિક શ્રેષ્ઠ શિક્ષણ છે જેનું સર્વે મનુષ્યએ અચૂક જ્ઞાન મેળવવું જ જોઈએ, જે જન્મ, જીવન, જીવનનો ધ્યેય, મનુષ્ય યોનિ તરીકેનું આપણું કર્તવ્ય, મનુષ્ય યોનિની યથાર્થતા અને સાર્થકતા પાત્રતાની સૈદ્ધાંતિકતાથી શિક્ષિત છે. કારણકે વેદનાં અધ્યયનનો વિચાર અને ત્યારબાદ તેનો અધિકાર પામવો એટલે કર્તવ્ય કરતા પહેલાં અધિકારીકતા સમજવી જ પ્રારંભિક જીવની લાયકતા છે, જે દોષાભિમુખ છે, દોષ નિવારણ છે. શ્રેષ્ઠ ઉત્કૃષ્ટતા છે, શ્રેષ્ઠ ઉદભવતા છે, શ્રેષ્ઠ વિદ્વતા છે, એટલે "અથ" શબ્દને સમજવાથી વિશેષની પ્રતિપત્તિ-વિશિષ્ઠ અર્થનો નિશ્ચય થાય છે. કારણકે કર્મનાં સિદ્ધાંતમાં ફળનું પરિણામ છે - પ્રમાણ છે.
કર્તવ્યને યોગ્યતા પાઠવવા કે કર્તવ્યને યોગ્ય અર્થની શ્રેણીમાં વ્યાખ્યા કરતા, કર્તવ્યથી ચાર પ્રયોજનો સિદ્ધ થાય છે

(૧) અધિકની આકાંક્ષા ન રહે
(૨) અધ્યાહાર નહી કરવો
(૩) પુરુષાર્થ સિદ્ધ થાય
(૪) ઉચ્છેદ થાય નહી

અતિ ગૂઢ અને શ્રેષ્ઠ શ્રેણીમાં વ્યાખ્યા કરવાથી કર્તવ્યની પ્રમાણિતતા જળવાય રહે છે. એટલે જ ન સંદેહ કે ન સંશય કે નહક સમજનાસમજ રહે. સચોટ, ઉત્તમ, શ્રેષ્ઠ અને સત્ય સૈદ્ધાંતિક જ અર્થતાથી કર્તવ્યનો મર્મ સમજાય, હેતુ જળવાય, યોગ્યતા પૂર્વક ગતિ ગોઠવાય અને અર્થની દક્ષતા પઠવાય.

કોઈ પણ ક્રિયા એટલે કાર્ય એટલે કર્તવ્ય પ્રમાણ અને પરિણામ યુક્ત જ છે. આ કર્તવ્ય પુરુષાર્થની સિદ્ધતામાં જ પરિણિમિત છે, જે અધ્યાર કે અધ્યાહાર રખાતું નથી કે ટાળવવાતું નથી. તે સદા જે માત્રા કે જે અર્થમાં કે જે યથાર્થતામાં આયોજિત કરેલી છે તે જ વ્યાખ્યામાં જ ગોઠવવું, તેનાં માટે તર્ક કે વિતર્ક ન હોય, સંદેહ કે સંશય ન હોય. તે સદા ફળદાયક જ હોય - ફળઉત્સ જ હોય, ફળકૃત જ હોય, ફળભોગ્ય જ હોય, ફળીભૂત જ હોય. ન તેનો કોઈ ઉચ્છેદ કે ન કોઈ નિસ્કૃત કે ન કોઈ અસ્વીકૃત હોય, તે સદા સ્વીકૃત જ હોય, ભાગ્ય નિયંતાથી કે કર્તવ્યનાં સિદ્ધાંત આધારિત જ હોય. ન કોઈ કાલ્પનિકતા કે અકૃતતાની અણસમજણતા અને અસંભવતા હોતી જ નથી.

"અથ કર્તવ્ય" ચાર અર્થમાં વપરાય

(૧) મંગલ

(૨) અધિકાર

(૩) આનન્તર્યમ્

(૪) બીજા વિષયનો ઉપક્રમ

કોઈ પણ પ્રકારનું કર્તવ્ય તેને સદા "અથ" પ્રત્યય પ્રસ્થાપિત કરવો જ પડે, તેના આશય - તેનો હેતુ જે પ્રારંભિકતાથી મંગલ કે યોગ્ય પ્રતિષ્ઠાન સભર જ માનવો પડે. તો જ કર્તવ્યની યોગ્યતા પ્રમાણિત થાય, સાથે સાથે કર્તવ્ય કરનારનાં અધિષ્ઠાન, અનુષ્ઠાન કે અધિકૃતતાની યોગ્યતા અર્થાવી શકાય. જે અધિકારીક છે - જે અર્થ આયોજિત છે, જે સંભાનિત છે, જે જ્ઞાનિત છે, જે વૈદિક છે, જે નૈતિક છે, જે વિધિત છે, જે પ્રાયોજિત છે, જે સંવૈધાનિક છે, જે નિષ્ઠિત છે, જે સકારાત્મક છે.

કોઈ કર્તવ્ય આનન્તર્ય હોય, આનન્તર્ય - આનન્તર્ય એટલે અતિ નિકટ અર્થાત નિકટ થી પણ નિકટ સંતાડેલો કે ગુપ્ત હેતુ કે આયોજન કે પ્રયોજન, અપેક્ષા કે નિરપેક્ષતા સહિત, સૂક્ષ્મ થી પણ સૂક્ષ્મ કોઈ વિચાર કે ઈચ્છા જે સકારાત્મક કે નકારાત્મક હોય. કારણકે આ વિચાર જગત નિહાળવાની, સંસાર સાથે જોડાવવાથી સૂક્ષ્મતા રુપે ઉદભવે છે. જે સદા સ્વત:સિદ્ધ છે. જેમાં અન્યથાનુપપત્તિનો સ્પર્શ થાય છે. જે અન્યોન્યાશ્રય થાય છે એટલે દોષિત થાય છે. આનન્તર્ય માં પ્રત્યાવાયનું શ્રવણ નથી, અનિયમનો સંભવ છે, ધર્માનન્તર્યનો સંભવ છે એટલે અન્યની આકાંક્ષા રહે છે. અતિ સૂક્ષ્મતા

પૂર્વક સમજાવ્યું છે કે આપણી ઈન્દ્રિયો દ્વારા ઉત્સ થતા અતિ સૂક્ષ્મ અને ગુપ્ત પ્રકારનાં વિચાર જે બ્રહ્મ જ્ઞાન માટે પણ અવરોધક છે. અભાવ ગ્રસ્ત કૃત્ સદા મનન અને નિદિધ્યાસનમાં વ્યર્થતા સિદ્ધ કરે છે.

જ્યારે બ્રહ્મનાં જ્ઞાન માટે વૈરાગ્ય અર્થાત્ ઉપનિષદોનાં સિદ્ધાંતો આધારિત બ્રહ્મને પરમાણું પુરુષાર્થ જાણી તેનાં જ્ઞાનને જ સાધન તરીકે જાણી યાગ, નિદિધ્યાસન અને અધ્યયનને અંગો તરીકે જાણી, તેને માટે કર્મ કરતાં ચિત્તની શુદ્ધિ થાય છે એટલે વૈરાગ્ય ઉત્પન્ન કરે છે. વિચારશાસ્ત્ર શબ્દનું અંગ હોવાથી બ્રહ્મ સાક્ષાત્કારની કલ્પના કરી ના શકાય, કારણકે શબ્દજન્ય જ્ઞાનમાં અધિકારીકત્વનું પ્રમાણ નથી. શબ્દ અત્યન્ત અસત્ય પદાર્થના વિષયનું પણ જ્ઞાન ઉત્પન્ન કરી શકે છે. શબ્દ માં જ શાબ્દત્વ અને સાક્ષાત્કારત્વ એ બન્ને માનવામાં આવે તો પ્રમાણમાં સાંકર્ય આવશે તેથી પ્રમાણ બાધિત થાય છે. મનથી પણ એટલે મનનથી પણ પૂર્વોક્ત બે દૂષણો ઉદભવે છે, પરંતુ પ્રાથમિક શાબ્દજ્ઞાન થાય એટલે અનુભવસિદ્ધિની ભૂમિકા બંધાવા માંડે છે.

" અથ " નો અર્થ ' આનન્તર્ય ' કરવામાં આવે તો ચાર દોષ પ્રાપ્ત થાય છે - (૧). અધ્યાહાર - કારણકે બ્રહ્મ જ્ઞાન નો વિચાર કેવળ પોતાનાં માટે જ કરવાનો હોય છે. (૨). અનિયમન - આચારથી પણ તે ઉદભવે છે એટલે પ્રત્યાવાયનું શ્રવણ નથી. (૩). સાંકર્ય - શબ્દ અત્યન્ત અસત્ય પદાર્થના વિષયનું પણ જ્ઞાન ઉત્પન્ન કરી શકે છે. (૪). અન્યોન્યાશ્રય - જે સદા અન્યનાં આશ્રયથી ઉદભવે છે, જે બાધ્ય છે. અન્ય +ઓ + અન્ય + આશ્રય = અન્યોન્યાશ્રય. સૂક્ષ્મથી સૂક્ષ્મ અન્યતા – જગત, પ્રકૃતિ અને સંસાર જે અન્ય અન્ય અને અન્યત્રથી જોડાયેલું છે, એવું ભાન અને જ્ઞાન છે કારણકે જે રીતે જીવન ઘડીએ છીએ, જે રીતે જીવન જીવીએ છીએ તે રીતે સમજતા જીવન અન્યતાથી વ્યાપક છે, અનેક મન, અનેક તન, અનેક ધન અને અનેક જીવન. દરેક મનુષ્ય તેની પોતાની સર્વે ઈન્દ્રિયો દ્વારા સ્વ સ્વ કર્માણી પર છે એટલે ભિન્નતા ભિન્નતા જ ઉદભવે, આવી ભિન્નતા જ અન્યતા ઉત્સ કરી અન્યોન્યાશ્રય નો ફેલાવો થાય છે. આ અન્યોન્યાશ્રય થી વિમુખ થઈ સ્વ સંકલ્પ બળથી જ પોતાનામાં દ્રઢતા અને શ્રેષ્ઠતા જાગૃત કરી પોતાને અધિકારીક કેળવવું પડે. આ અધિકાર ત્રૈવર્ણિક છે. ત્રૈવર્ણિક એટલે પ્રાથમિક ત્રણ વર્ણ વ્યવસ્થા માં સંબંધ જાળવવા વાળા - એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ણ વ્યવસ્થા માં સંબંધ જાળવવા વાળા - જે મનુષ્ય સૈદ્ધાંતિક રીતે આ વર્ણ વ્યવસ્થા માં હોય તે જ મનુષ્ય (કૌટુંબિક જન્મ વ્યવસ્થાથી નહી) શિક્ષણ અને કર્મને આધિન હોય તે જ મનુષ્ય આવા ત્રૈવર્ણિક અધિકાર પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય જાગૃત થઈ સ્વ સ્વાયતતા અને સ્વ શ્રેષ્ઠતા હાંસલ કરે, તેવા જ મનુષ્યો ત્રૈવર્ણિક અધિકારી છે. પોતાનાં અધિકાર માટે જ બ્રહ્મજ્ઞાનની નિરપેક્ષતા છે. અધિકારત્વ પામવું અતિ યોગ્ય છે. આ અધિકાર

જિજ્ઞાસા પદથી એટલે જિજ્ઞાસા-વિચાર-ઈચ્છાથી જ પ્રયોગ પ્રારંભ થાય છે જે બ્રહ્મજ્ઞાન પુરુષાર્થનું સાધન હોવાથી વિચારશાસ્ત્ર આરંભાય છે. કર્મ કરતા જ્ઞાન જ પુરુષાર્થનું સાધન છે એટલે વિચારશાસ્ત્રનો આરંભ કરાય છે એમ "અત:" શબ્દ નો અર્થ છે. આ વિચારથી ધર્મનો ઉત્સ થાય છે.

ધર્મ એટલે શું?
ધર્મ એટલે - શૈક્ષણિક શ્રેષ્ઠતા - સૈદ્ધાંતિક વ્યવસ્થા - ન્યાયિક સભાનતા અને સમાનતા. જે સદા નિરપેક્ષતા જ ફળાવે, જે સદા સંદેહ અને સંશય ને નષ્ટ કરે અથવા તેનું નિરાકરણ કરે. બ્રહ્મ નું જ્ઞાન એટલા માટે જ છે. સ્વ નું દર્શન અને સ્વ નું વિસ્તૃતીકરણ શ્રેષ્ઠતાથી કરવું એટલે બ્રહ્મ જ્ઞાન. બ્રહ્મ જ્ઞાન ધર્મ છે, એટલે જ સદા બ્રહ્મ ની ઉપાસના કરવી જોઈએ, અને જે વિધિવાક્યોથી ધર્મ ને પોતાની અંદર કેળવવો એ જ બ્રહ્મ જ્ઞાન છે. જે આત્મ દર્શન કરાવે છે. ધર્મનાં કારણભૂત ક્રિયાઓમાં પુરુષનો પ્રયત્ન હોય જ છે.

જ્ઞાનનું પ્રમાણ ચક્ષુ અને વ્યવહાર સમ્મલિત છે એટલે જ્ઞાન એકલું કૃતિસાધ્ય કે અસાધ્ય નથી પણ કર્મ સાક્ષાત કૃતિસાધ્ય છે. જ્ઞાન બુદ્ધિની વિશિષ્ટ અવસ્થારુપ બ્રહ્માકાર વૃત્તિને ઉત્પન્ન કરવા અથવા ચક્ષુરાદિ પ્રમાણને અનુકુળ કરવામાં પુરૂષનાં પ્રયત્નોની અપેક્ષા હોવાથી તે પુરુષકૃત્તિ સાધ્ય છે. આ જ્ઞાન વિદ્યા અને વૈજ્ઞાનિક અનુસંધાનના લક્ષથી કરવાથી શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે, આત્મબળ વધે છે. જે સિદ્ધાંતો નું આચરણ અને પ્રતિનિધિત્વ કરી ધર્મ નું સંસ્થાપન કરે છે. એનો અર્થ એવો નહી કરવો કે બ્રહ્મ ધર્મરુપ છે. બ્રહ્મ તો જ્ઞાનરુપ છે જેમાં ઉત્પતિ, પ્રકાર અને ફલ વિધિઓનો અભાવ છે, કારણકે બ્રહ્મ નિત્ય, સદા એકરસ અને પોતાનું જ સ્વ ફલરુપ છે. આ જ્ઞાન કેવળ સંદેહ કે સંશય, અનર્થ કે અજ્ઞાનને નષ્ટ કરવા વાળું છે જે નિત્ય છે, સત્ય છે, શ્રેષ્ઠ છે - પરમાનંદની કુશળતા પ્રાપ્ત થાય છે.

આ નિરધ્યસ્ત દેહ અને દેહાદિથી જ કર્મ કરી શકાય છે, કારણકે દેહ તત્વવેત્તા જોતો હોય, સાંભળતો હોય, સ્પર્શ કરતો હોય, સુંઘતો હોય, ખાતો હોય, ગમન કરતો હોય, ઉંઘતો હોય, શ્વાસ લેતો હોય, બબડતો હોય, વિસર્જન કરતો હોય, પકડતો હોય, આંખ ઉઘાડતો હોય કે મીંચતો હોય તો પણ તેણે અનુસંધાન કરી, સંગનો ત્યાગ કરી નિર્લેપ રહી - નિરપેક્ષ થઈ જે કાંઈ કરે તે સંશય - સંદેહ કે અનર્થથી લેપાતો નથી. કાદવ માં જેમ પંકજ ઊગે છે તેમ તે આ બ્રહ્મ જ્ઞાનનાં વિચારથી યોગ્યતા પામે છે. જે બ્રહ્મ સંબંધની શ્રેષ્ઠતા સાંપડવા માટે શ્રેષ્ઠ માર્ગદર્શન છે, શ્રેષ્ઠ ઉત્કૃષ્ટતા છે, શ્રેષ્ઠ સંકલ્પ બળ છે, શ્રેષ્ઠ પુષ્ટિ નિર્ણય છે.

વૈજ્ઞાનિક દ્રષ્ટિએ એટલે
પરબ્રહ્મ નો સિદ્ધાંત
બ્રહ્મ નો સિદ્ધાંત
બ્રહ્માંડ નો સિદ્ધાંત
સૃષ્ટિ નો સિદ્ધાંત
જગત નો સિદ્ધાંત
પ્રકૃતિ નો સિદ્ધાંત
તત્વ નો સિદ્ધાંત
વિચારવો, જાણવો, સમજવો, અપનાવવો જ જોઈએ.

બસ જન્મ પામ્યા પછી કોણ કોણ
બસ હું જ હું અને હું

નહી નહી જે આપણે છીએ તેને જાણવું, સમજવું, અપનાવવું અને કેળવવું જ આપણી યોગ્યતા છે.

યોગ વડે બ્રહ્મ ને ઓળખવું અને તેને યોગ્ય પુરુષાર્થ થી ઉપયોગ કરવો દરેક જીવ - આત્મા નો મૂળ સિદ્ધાંત છે. આ બ્રહ્મ ને શિસ્ત, શિક્ષણ, સંસ્કાર અને પ્રેમનાં ધોરણે વિકાસવું, વિસ્તૃતવું સર્વે બ્રહ્મ નો મૂળ ગુણધર્મ અને પુરુષાર્થ છે. જે મૂળભૂત છે.

વિચારશાસ્ત્રથી સર્વે અંગો ની શુદ્ધિ થાય તો જ તે યોગ્ય છે, જે ઉપનિષદો આધારિત છે, તો જ વૈરાગ્ય, શમ, દમ, અને ચિત્તની શુદ્ધિ થાય તો જ વિચારશાસ્ત્રનો સંયમ અને નિયમથી જ આરંભ કરવો યોગ્ય છે.
બ્રહ્મ એટલે સ્વ - સ્વ એટલે બ્રહ્મ
બ્રહ્મ છે તો સર્વ છે - સર્વસ્વ છે - સર્વત્ર છે - સર્વજ્ઞ છે.
બ્રહ્મ નું બંધારણ ભિન્ન અભિન્ન યોગથી છે - સંયોગથી છે - વિયોગથી છે.

શરીરનાં સર્વે અંગો અને તેની આસપાસ વણાયેલા વમળો અતિ રહસ્યમય અને વૈજ્ઞાનિક છે. તેને સમજવા અણુ ભાષ્ય જાણવું શ્રેષ્ઠ શાસ્ત્ર છે.

**" જય શ્રી કૃષ્ણ "**

**" Vibrant Pushti "**

**Email: vibrantpushti@gmail.com Mobile – 9327297507**